# ઑાન. મી. ગોખલે,

અને

# સર્વન્ટસ્ ઓફ ઇન્ડીયા સોસાઇટી.

## ( હિંદ સેવક સમાજ. )

પ્રકાશક,

કરસનદાસ જે. ચીતળીઆ.

# ઑન. મી. ગોખલે,

અને

# સર્વન્ટ્સ્ ઓફ ઇન્ડીયા સોસાઇટી.

## ( હિંદ સેવક સમાજ. )

૪૮૫૮
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
2:5:0126 J7

# વિજ્ઞપ્તિ.

આજે વિશમી સદીમાં–જ્યારે દુનિયાંનો દરેક દેશ પ્રવૃત્તિ-પ્રગતિ કરી રહ્યો છે, એક બીજા દેશની સરખામણીમાં આગળ વધવા યત્ન કરી રહ્યો છે, સૌથી લાયકને માટેજ આ દુનિયામાં સ્થાન છે. ( Survival for the fittest ) એમ પ્રતિપાદન કરવામાં આવે છે ને સાબીત થઇ ચુક્યું છે, ત્યારે આપણી–આપણા હિંદ દેશની સ્થિતિ અત્યારે શું છે? દુનિયાંના બીજા દેશોની સરખામણીમાં આપણું સ્થાન ક્યાં છે? પ્રાચીન સમયમાં આપણું સ્થાન ક્યાં હતું......વગેરે બાબતોપર ગંભીરપણે વિચાર કરવાનો વખત હવે આવી લાગ્યો છેઃ—જો આપણે પૃથ્વીની સપાટીપર એક 'નેશન' રાષ્ટ્ર, કે પ્રજા તરીકે જીવવા ચાહતા હોઇએ તો—નાબુદ ન થવા માગતા હોઇએ તો.

પૃથ્વીપર, ચીન દેશ સિવાય, એક પણ એવો નથી કે જે આપણા જેટલી સાડીતેત્રીસ કરોડ પ્રજા ધરાવતો હોય. જો આપણે આપણી પોતાની જાતને વફાદાર રહી પ્રયત્ન કરીએ તો–આપણા દેશની પ્રગતિ માટે–ઉન્નતિ માટે નિરાશ થવાનું કંઇજ કારણ નથી. આપણામાં ચૈતન્યની–જીવનની જરૂર છે. અત્યારે આપણે જીવનરહિત જીવિએ છીએ.

પ્રજામાં એક ચૈતન્ય આણવાને પ્રજાકીય–સાર્વજનિક જીવનની ( Public life )–જરૂરીયાત છે–કે જે જીવનની ઝાંખી હવે આપણા દેશમાં થવા લાગી છે. વર્તમાન સ્થિતિ અને સમયનું બારીક અવલોકન કરી આપણા દેશની દરેક દિશાએ પ્રગતિ થાય, અને પ્રયત્નથી આપણે દુનિયાંના બીજા દેશો સાથે ઉભા રહેવા સમર્થ થઇએ–એવા ઉદ્દેશથી લોકમાન્ય આન. મી. ગોપાળ કૃષ્ણ ગોખલેએ ઈ. સ. ૧૯૦૫ ના જુનની તા. ૨૦ મી એ–( સર્વન્ટ્સ્ ઓફ ઈન્ડીયા સોસાઇટી ) હિંદ સેવક સમાજની પુના ખાતે સ્થાપના કીધી.

પ્રાચીન સમયમાં જેમ લોક કલ્યાણ કાજે સંસારનાં સર્વ સુખ વૈભવનો ત્યાગ કરી ઋષિમુનિ અને મહા માઓ એકાંત સેવી–પ્રજાના કલ્યાણનુંજ નિરંતર ચિંતન કરતા અને લોકોને સન્માર્ગે દોરતા–તેમ–' સર્વન્ટ્સ્

ઓફ ઇન્ડીયા સોસાઇટી'ના સભાસદો આ જમાનાના—વીસમી સદીના સંસારી સન્યાસીઓ છે. **જીવન પર્યંત નિર્ધનતા સ્વીકારી-પોતાનું સર્વસ્વ સમર્પણ કરી-ભ્રાતૃભાવથી દરેક દેશબંધુને સમાન ગણી-નિર્મળ પવિત્ર પ્રભુમય જીવનવડે એકનિષ્ઠાથી દેશની સેવાજ બજાવવી-એ તેમનો ભીષ્મ પ્રતિજ્ઞા છે-તેમનું જીવનસુત્ર છે.**

ઓન. મી. ગોપાળ કૃષ્ણ ગોખલે સર્વન્ટ્સ્ ઓફ ઇન્ડીયા સોસાઇટીના પહેલા સભાસદ છે અને તેમનું આખું જીવન સ્વાર્થત્યાગ અને સ્વાત્માર્પણનો એક આદર્શ છે.

દેશની ચડતી પડતીનો આધાર દેશની સાધારણ વ્યક્તિના ચારિત્ર અને બુદ્ધિ શક્તિ પર અવલંબી રહે છે. જ્યારે આપણા દેશની સાધારણ વ્યક્તિ બીજા દેશોની સાધારણ વ્યક્તિની બરોબરી કરી શકે, જ્યારે બીજા દેશોની સાધારણ વ્યક્તિની માફક આપણી સાધારણ વ્યક્તિ ફરજ અને જવાબદારી સમજતાં અને અદા કરતાં શીખે ત્યારેજ દેશના ઉદયની આશા રાખી શકાય. સર્વટ્સ ઓફ ઇન્ડીયા સોસાઇટી આ કાર્ય યથાશક્તિ બજાવે છે. આખા દેશમાં આ એકજ એવી સંસ્થા છે કે જે વસ્તુસ્થિતિનું બારીક અવલોકન કરી-યોજના ઘડી અમલમાં મૂકી પરિણામના પ્રત્યક્ષ પ્રમાણથી જનસમાજને કાર્યનો માર્ગ દર્શાવે છે.

ભવિષ્યમાં આપણે માટે શું છે તે કોઇથી કહી શકાય નહિં પણ એટલું તો સ્પષ્ટ છે કે:—જે મનુષ્યોનાં જીવન સ્વદેશાભીમાન, અચળ શ્રદ્ધા, અને સ્વાત્માર્પણથી વિભુષીત થયેલાં હોય તેમને માટે દુનિયામાં એવું કંઇજ નથી કે જે મેળવી ન શકાય,

આઠ વર્ષ ઉપર મી. ગોખલેએ સર્વટ્સ્ ઓફ ઇન્ડીયા સોસાઇટીની ત્રણ સભાસદોથી શરૂઆત કરી હતી. આજ તેમાં પચ્ચીસ સભાસદો છે ( મદદ નિશો સાથે ) ને મૂખ્ય મથક પુના સિવાયની મુંબઇ, મદ્રાસ, અલ્હાબાદ અને નાગપોર એમ ચાર શાખા છે. સર્વન્ટ્સ્ ઓફ ઇન્ડીયા સોસાઇટી માટે કાયમના ફંડની યોજના હજુ થઇ નથી.

મી. ગોખલેના અંગત મિત્રો તથા શુભેચ્છકોની સહાયથીજ સોસાઇટી ચાલે છે. સોસાયટી તરફથી થયેલાં કામો સૌને વિદીત છે તથા આ ચોપા-

નીયામાં પણ ટુંકામાં આપવામાં આવ્યાં છે. સોસાઈટીની આટલી સેવા પછી **દેશની પ્રત્યેક વ્યકિતની ફરજ** છે કે તેણે આવી **અનન્ય સંસ્થાને** હરેક પ્રકારે મદદ કરવી.

ગુણિયલ ગુજરાત, કાઠીયાવાડના વિદ્વાનો, ધનાઢયો તેમજ કેળવાયલા ઉછરતા યુવકો આ સંસ્થા તરફ પોતાનું લક્ષ દોરશે, ને સંગીન મદદ કરશે, એવી આશા છે.

સર્વન્ટ્સ્ ઓફ ઈન્ડીયા સોસાઈટી.
સેન્ડ હર્સ્ટરોડ ગીરગામ
મુંબઇ.
તા. ૨૧-૧૦-૧૩.

સેવક.
**કરસનદાસ જે. ચીતળિયા.**





**સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી**ની મુંબઈની શાખા

સેન્ડહર્સ્ટ રોડ ગીરગામ **મુંબઈ**

વીશમી સદીના

નિષ્કામ કર્મયોગી દેશભક્ત




ના. ઑના. મા. ગોપાળ કૃષ્ણ ગોખલે

સી. આઈ. ઈ.

# ઓન. મી. જી. કે. ગોખલે સી. આઇ. ઇ.

## આફ્રિકાના વીરનર મી. મોહનલાલ કરમચંદ ગાંધીએ લીધેલી તેમના જીવનની ટુંક નોંધ.

"પ્રમાણમાં નાની ઉમરના હોવા છતાં મી. ગોખલે દરેક વર્ગના હીંદીઓમાં માન્ય થઇ પડયા છે; એટલુંજ નહિં પણ એંગ્લોઇંડિઅનો પણ તેમની પ્રત્યે માનની નજરે જુએ છે. તેમની આટલી કીર્તિ, અસાધારણ સદ્ગુણો અને અમૂલ્ય દેશસેવાનું પરિણામ છે. તેમનાં જીવન ચરિત્ર કેટલીક જગ્યાએ લખાયાં છે, છતાં આ સ્થળે તેમની કારકીર્દીનો ટુંક હેવાલ આપવો યોગ્ય ગણાશે.

"તેમનો જન્મ એક ગરીબ મરાઠા બ્રાહ્મણ કુટુંબમાં સને ૧૮૬૬ માં કોલ્હાપુર ગામે થયો હતો. ત્યાંનીજ કોલેજમાં ભણીગણીને તેઓએ એફ. એ. ની પરિક્ષા પાસ કરી. ત્યાર પછી મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાં ગયા અને ત્યાં ૧૮૮૪ માં બી. એ. ની પરિક્ષા પાસ કરી.

"આટલું ભણી રહ્યા પછી કોઇ ધંધામાં પડવાનો તેમને વિચાર કરવો પડયો, અને શિક્ષકનોજ ધંધો તેમણે પસંદ કર્યો. તે સમયમાં ડેક્કન એજ્યુકેશન સોસાયટી સારૂં કામ કરી રહી હતી. મી. ગોખલે તે મંડળમાં સામેલ થયા. આ મંડળે પુનામાં તેના હાથ નીચે ચાલતી ફરગ્યુસન કોલેજમાં રૂ. ૭૦ ને પગારે તેમને અર્થ શાસ્ત્રી અને ઇતિહાસ શાસ્ત્રી નીમ્યા. અહીં ૨૦ વર્ષ સુધી કેળવણી આપવાનું કામ કરવા મી. ગોખલેએ સોગન લીધા. આ પ્રતિજ્ઞા તેઓએ પાળી. આવા ખવાસના માણસોજ જ્યારે કેળવણીને કાજે પોતાની જીંદગી સમર્પણ કરે છે ત્યારેજ કેળવણી ફળદાયી નીવડે છે. અને છોકરાઓનાં સદ્વર્તન ત્યારેજ ઘડાય છે. મી. ગોખલેએ ફરગ્યુસન કોલેજમાં વીસ વર્ષ ગાળ્યાં તે દરમીયાન સભાઓમાં છાપાદ્વારા તેમનાં દર્શન બહુ થયા નહિં હતાં, છતાં ઘણાએ જુવાનોએ પોતાના મનને વિકાસવાનું તથા વર્તનને દ્રઢાવવાનું અગત્યનું પોષણ તેમની પાસેથી તેજ વર્ષોમાં મેળવ્યું હતું.

"મી. ગોખલે ફરગ્યુસન કોલેજમાં હતા તે દરમીઆન કેળવણીના કામ સિવાય બીજા કામમાં પણ ધ્યાન આપી રહ્યા હતા. કોલેજમાં તેઓ દાખલ થયા તે અરસામાં મરહુમ મી. મહાદેવ ગોવીંદ રાનડેના સમાગમમાં આવ્યા હતા કે જેમનાવડેજ મુખ્યત્વે કરીને તેમનું ચારિત્ર ઘડાયું હતું ન્યા. રાનડેના પ્રવિણ હાથ તળે બાર વર્ષ કે તેથી વધુ વખત સુધી તેમણે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. પરિણામે હીંદુસ્તાનમાં આજે આર્થીક સવાલો વિષે જેના શબ્દો આધારભુત ગણાય એવા થોડાક માંહેના મી. ગોખલે એક છે. મી. ગોખલે મરહુમ મી. રાનડે તરફ બહુ પુજ્યભાવ ધરાવે છે. અને તેમને પોતાના ગુરૂ તરીકે માને છે. ૧૮૮૭ માં મી. રાનડેની ઇચ્છાથી પુના સાર્વજનીક સભા તરફથી પ્રગટ થતા 'કવારટર્લી 'જરનલ'નું અધિપતિપણું તેમણે સ્વીકાર્યું. તે પછી તરતજ તેઓ ડેક્કન સભાના ઓનરરી સેક્રેટરી નીમાયા. પુનાના એંગ્લો મરાઠી અઠવાડીક પત્ર 'સુધારક'ના પણ તેઓ અધિપતિ હતા. મુંબઇની પ્રોવીન્શીયલ કોન્ફરન્સના તેઓ ૪ વર્ષ સુધી સેક્રેટરી હતા. ૧૮૯૫ માં પુનામાં કોંગ્રેસ ભરાણી હતી તેના પણ તેઓ સેક્રેટરી નીમાયા હતા. જાહેર કામમાં તેમની સમજણ અને ચિકડા એટલાં તો પ્રખ્યાતીને પામેલાં કે તેમને 'દખણના ઉદય થતા તારા'ની ઉપમા આપવામાં આવતી. આવી તેમની કારકીર્દીને લીધે હીંદુસ્તાનના ખર્ચ વિષે વિલાયતમાં વેલ્બી કમીશન બેઠું હતું તેની સમક્ષ જુબાની આપવા મુંબઇની પ્રજાએ મી. વાચ્છાની સાથે તેમને પણ ચુંટી કાઢયા હતા. ત્યાં તેમણે કીંમતી જુબાની આપી હતી.

"ઇંગ્લાંડમાં તેઓ રહ્યા તે દરમીયાન હીંદુસ્તાનના મામલા સંબધી તેમણે કેટલાંક ભાષણો આપ્યાં હતાં. પ્લેગના સબંધમા મુંબઇ સરકારે જે કારોબાર ચલાવ્યો હતો તથા તેમાં કામે રોકેલા સોલજરોએ જે કમકમાટ ઉપજાવે એવાં કામો કર્યાં હતા તેની સખ્ત ટીકા છપાવી તેમણે ત્યાં બહાર પાડી હતી. તે પછી કેટલીક મુદત બાદ તેઓ મુંબઇની ધારા સભાના સભાસદ ચુંટાયા. ૧૯૦૨ માં ફરગ્યુસન કોલેજમાંથી રૂ. ૨૫ નું પેનશન લઇ તેઓ ફારગત થયા. તેજ અરસામાં વડી ધારા સભામાં મુંબઇના પ્રતિનિધી સર ફીરોજશાહ મહેતાની નાદુરસ્તીને લીધે તેમની જગ્યાએ મી. ગોખલેને ચુંટવામાં આવ્યા. આ કામ તેમણે એવી તો સરસ રીતે બજાવ્યું કે ત્યારથી તે જગ્યા માટે તેઓ આજ સુધી ફરી ફરી ચુંટાયા કર્યા છે.

"વડી ધારા સભામાં મી. ગોખલેની ચુંટણી થઇ ત્યારથી તેમની કારકીર્દીમાં નવું પ્રકરણ શરૂ થયું. સ્વદેશ સેવામાં તેમની ભારેમાં ભારે જીતના ઇતિહાસ રૂપે તે બની રહેલ છે. બજેટ વખતનાં તેમનાં પહેલાંજ ભાષણને કોઇ પ્રેરણા સમાન સમજે છે. ત્યારથી બજેટ વેળા તેમનાં ભાષણો વિષે સહુ ઘણી આતુરતા ધરાવે છે. વર્ષો વર્ષ તેમણે બતાવી આપ્યું છે કે સરવૈયામાં જે પુરાંત બતાવવામાં આવે છે તે કેવી ખોટી હોય છે, તથા પ્રજાની આબાદી તેથી કેવી બીનપુરવાર રહે છે. વર્ષો વર્ષ તેમણે સરકારી ખાતાંઓમાં હીંદીઓને વધારે પ્રમાણમાં નોકરી આપવામાં આવે એવી માગણી કર્યે રાખી છે, લશ્કરી ખર્ચ ઓછો કરવા સારૂ તેમણે વર્ષો વર્ષ હિમાયત કરી છે, નીમક વેરો રદ કરવા વિષે તથા નહેર કામ અને ધંધા સબંધી કેળવણીને વધુ પ્રસારવા વિષે પણ તેમણે વર્ષો વર્ષ માગણી કરી છે, તથા મફત અને ફરજીઆત પ્રાથમીક કેળવણી દાખલ કરવા તથા એવા બીજા સુધારા કરવાને તેમણે વર્ષો વર્ષ આગ્રહ કર્યો છે. નીમક વેરામાં ઘટાડો થયો છે તે ઘણે ભાગે તેમની હિમાયતથીજ.

"હીંદુસ્તાનના કેટલાક ઉંચામાં ઉંચા હોદા ધરાવનારા અમલદારો તેમની સાથે મિત્રાચારી ધરાવે છે; અને તુમાખી વાઇસરોય લોર્ડ કરઝન પણ તેમને પોતાના સમોવડીઆ સામાવાળા તરીકે ગણતા હતા. તેણે કહેલું કે મી. ગોખલે સાથે પટા ખેલવા એ એક મજેહ છે. તેના સમાગમમાં આવેલા માણસોમાં મી. ગોખલે સઉથી બળવાન છે એવું પણ તેણે કહેલું સંભળાયુ છે. જો કે કાઉન્સીલમાં મી. ગોખલે લોર્ડ કરઝનને કદી નમતું ન આપે એવા વિરોધી હતા, છતાં તેમની કાબેલીઅત અને ઉમદા વર્તન માટે માનની નીશાની તરીકે તેણે સી. આઇ. ઈ. ના ખેતાબની નવાજેશ કરી હતી, અને તે નવાજેશ વેળા તેમને મુબારકબાદી આપનારો એક ખાનગી પત્ર પણ તેણે લખ્યો હતો.

" મી. ગોખલે કોંગ્રેસની હિલચાલમાં પ્રથમથીજ જોડાયા હતા. કોંગ્રેસની ઘણી ખરી સભાઓમાં તેઓ હાજર રહેલ છે અને ભાષણો કરેલ છે. તેમનું સઉથી વખાણવા લાયક ભાષણ ૧૯૦૪ માં મુંબઇની કોંગ્રેસની અંદર હીંદી તીજોરીની સીલીક ઉપર આપેલું તે હતું. તે ભાષણ સર હેનરી કોટનના કહેવા પ્રમાણે આમની સભામાં સાંભળવામાં આવેલા સરસમાં સરસ ભાષણની સરખામણી કરે તેવું હતું.

૧૯૦૫ માં વિલાયતની પ્રજાને હિંદુસ્તાનની રાજદ્વારી સ્થિતિથી વાકેફ કરવા મુંબઈની પ્રજાએ તેમને એક ડેલીગેટ તરીકે ત્યાં મોકલ્યા હતા. તે કામ તેમણે બહુ સંતોષકારક રીતે બજાવ્યું હતું. ૫૦ દિવસમાં તેમણે કંઇ નહિતો ૪૫ ભાષણો આપેલાં. હિંદુસ્તાનમાં બ્રિટીશ રાજ્ય વિષેનો પ્રજામત જાહેર કરવાની તેમની ખુબીથી ઘણા બાહોશ અંગ્રેજો પણ તાજુબ થઈ ગયા હતા. તેઓ ઇંગ્લાંડથી ઉપડયા તે પહેલાં બનારસનાં પવિત્ર સ્થળમાં મળનારી કોંગ્રેસના પ્રમુખ ચુંટાઈ ચુકયા હતા. બનારસની કોંગ્રેસમાં તેમણે પ્રમુખપદેથી આપેલું ભાષણ અત્યંત સ્પષ્ટતા અને પ્રવીણતાનો નમુનો હતું. બનારસ કોંગ્રેસ પછી તેઓ તુરતજ પાછા વિલાયત ગયા અને આ વખતે તેમને લોર્ડ મોરલીની સાથે ઘણીએ મુલાકાતો થઈ. લોર્ડ મીંટોની નવી સુધારાઓની યોજના સંબંધમાં ૧૯૦૮ માં તેઓ ફરી વિલાયત ગયા હતા.

"મી. ગોખલેએ વારંવાર ભાર દઇને જણાવ્યુ છે કે હિંદુસ્તાનના દરેક પ્રાંતમાંથી રાજદ્વારી કામ માટે દેહ અર્પણ કરે એવા કંઈ નહિ તો થોડાક માણસોએ નીકળી પડવાની બહુ અગત્ય છે. ખરૂં કહીએ તો સ્વદેશ સેવા એજ જેમની નેમ હોય એવા રાજદ્વારી સન્યાસીઓનો માર્ગ બનાવવો એ તેમની લાંબો વખત થયાં અભિલાષા હતી. આ અભિલાષા હાલમાં બહાર પડી છે. 'સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટી' થી હીંદુસ્તાનની પ્રજા વાકેફ થઈ ગઈ છે. આ સોસાયટીના હેતુઓ ઘણા ઉમદા છે અને ભવિષ્યમાં આ દેશની ઉંચામાં ઉંચી સેવા કરવાને તે વધારે ને વધારે શક્તિવાન થતી જાય એમ સહુ ઇચ્છીશું.

"મી. ગોખલેની ભાષણ કરવાની રીત સંબંધી બે બોલ કહીએ. તેઓ કંઈ વક્તા નથી. સાંભળનારાઓની લાગણી ઉશ્કેરવા તરફ તેઓ ખાસ લક્ષ રાખતા નથી. પોતાની વાત સામાના મનમાં બરોબર ઉતારવી એજ તેમની નેમ છે. તેઓ ઝડપથી બોલે છે. ભરપુર આંકડા અને હકીકત એ તેમનો સરંજામ છે. તેમની સમજાવવાની શક્તિ બહુ તિક્ષ્ણ અને ઉત્સાહ ભરેલી છે. તેમની બોલવાની રીત સાદી પણ સફાઈદાર અને જોરાવર છે.

"મી. ગોખલે બહુ ઉત્સાહી સુધારક છે. તેઓ 'જ્ઞાન પ્રકાશ' નામનું પુના ખાતે પ્રગટ થતું રોજીંદુ મરાઠી છાપું પણ ચલાવે છે, અને

વડે પોતાના સામાજીક અને રાજદ્વારી વિચારનો પ્રચાર કરે છે. તેમની રહેણી અત્યંત સાદી છે, ઉગ્ર તપવાળી છે એમ કહી શકાશે. ખરૂં કહીએ તો મશહુર છાપાકાર મી. નેવીનસને કહ્યું છે તેમ એક ખરા બ્રાહ્મણ તરીકે તેમણે તેમની જીંદગી ગરીબાઈ અને જ્ઞાનમાં હોમી છે. સાદી રહેણી અને ઉંચી કરણી એ ઘણી પુરાતની હીંદી રીતીના આથી વધારે સારા નમુના બીજા નહીં હશે.

"મી. ગોખલેનાં છેલ્લાં મોટા કામોમાં કેળવણીનું બીલ તથા હીંદી મજુરોની ફરજ્યાત ગુલામગીરી બંધ કરાવવાનો પ્રયાસ છે. કેળવણીનું બીલ વાઇસરાયની ધારાસભા આગળ ગયુ હતું. બીજાં પ્રજાકીય બીલોની જે દશા થાય છે તેજ દશા મી. ગોખલેના બીલની થઇ છે, છતાં તેમને હીંદના બધા ભાગ અને બધી કોમ તરફથી એટલો ટેકો મળ્યો છે કે તે એકત્ર બળની સામે સરકાર લાંબા વખત સુધી થઈ શકશે નહિ.

"આ દેશમાંથી ગીરમીટ બંધ થઇ તેને માટે આપણે મી. ગોખલેના ઘણા આભારી છીએ. પોતે ઘણાં કામમાં ગુંથાયલાં હોવા છતાં અને માંદા હોવા છતાં આ સવાલનો કેટલો સરસ અભ્યાસ કર્યો છે તે જાણવાને હીંદની ધારા સભામાં તેમણે આપેલું ભાષણ આરસી સમાન છે.

"ગીરમીટના સવાલ ઉપરાંત આપણી તકલીફો તરફ તેમણે ધ્યાન પુર્વક નજર રાખેલી છે અને સત્યાગ્રહની લડતમાં કીમતી મદદ આપી છે. આપણા તરફની તેમની લાગણી વધીને એટલે સુધી પહોંચી છે કે તેમણે આ દેશમાં આવી આપણી સ્થિતિ જાણવા નકી કર્યુ છે.

"માતૃભુમિની સેવામાં પોતાની આખી જીંદગી અર્પણ કરનાર માનવંતા ગોખલેના જેવા બાહોશ અને તેજસ્વી બનવું આપણા હાથમાં નહિ, પણ તેમની પેઠે પોતાના કામમાં એકતાર થવાનું આપણામાંના દરેકના હાથમાં હોઇ શકે છે. મી. ગોખલે પોતે જે માને છે તેમાં એકતાર છે તેથીજ આખો દેશ અને મિત્ર બધા તેમને એક સરખી રીતે માન. આપે છે.. આ જીવન ચરિત્ર વાંચવામાં આવ્યા પછી, 'તેઓ દીર્ઘાયુ બનો અને તેમની છાપ આપણા હૃદયમાં કદી ઝાંખી ન પડો.' એવું આપણે ઇચ્છીશું. અસ્તુ !



# સર્વન્ટ્સ ઑફ ઈન્ડીઆ સોસાયટી

અથવા

## હિંદ સેવક સમાજ.

( મી. જી. કે. દેવધરના ભાષણ ઉપરથી )

ભાષાંતર કરનાર–રા. રા. ભોગીંદ્રરાવ. આર. દીવેટીયા. બી. એ.

### પ્રસ્તાવના.

પુરાણ પ્રસિદ્ધ આપણી આર્યભૂમિના ઇતિહાસનું બારીક અવલોકન કરનારને સહજ જણાશે કે આત્મભોગ અને ત્યાગના દિવ્ય ગુણો જેટલા આ ભૂમિમાં દૃષ્ટિગોચર થતા હતા, ને થાય છે એવા અન્ય સ્થળે ક્વચિતજ થતા. પરન્તુ જનસેવાની વ્યવસ્થિત વૃત્તિ તો પાશ્ચાત્યવિદ્યા, પાશ્ચાત્યવિચાર અને પાશ્ચાત્ય કેળવણીને લીધેજ અત્રે દાખલ થઇ એમ કહેવામાં જરાપણ આશંકા નથી. જન સેવાની વૃત્તિ દાખલ કરી, તેનું શિક્ષણ આપી આ નવા માર્ગ દર્શાવનાર તો ક્રીશ્ચિયન સાધુઓ હતા, તેમણે કેવળ ઇશ્વર પ્રીત્યર્થ વિદ્યાવૃદ્ધિ અને જનસેવાના માર્ગ ઉઘાડયા. ત્યાર પછી ઉદાત્ત વૃત્તિના અંગ્રેજ બન્ધુઓએ સાહિત્ય, કાયદા અને પત્રોદ્વારા કેવળ બન્ધુભાવથી જ પ્રોત્સાહિત થઈ હિંદના ઉત્કર્ષના પ્રયત્નો કરવા માંડયા. આ ક્રિશ્ચિઅન સાધુઓ અને ઉદાત્ત અંગ્રેજોને પગલે પગલે ચાલનારા કેટલાક વિરલ હિંદવાસીઓના હૃદયમાં જનસેવાનાં બી રોપાયાં. એ બીમાંથી રક્તબીજની માફક અનેક વૃક્ષો થયાં અને એ વૃક્ષોના શીતલ છાંયડાનાં અમૃત સમ ફળો હિંદવાસીઓને મળ્યાં. આ વૃક્ષો–આ નરરત્નોમાં રાજારામમોહનરાય, પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, દાદાભાઈ નવરોજજી અને મહાદેવ ગોવીંદ રાનડે, સ્વામિ દયાનંદ અને સ્વામી વિવેકાનંદ હતા. આ હિંદપુત્રોએજ બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, રાષ્ટ્રિયસમાજ ( congress ) અસ્તિત્વમાં આણ્યાં અને એકત્ર થઇ નિયમાનુસાર જનસેવા કરતાં આપણુને

૪૮૫૮


શિખવ્યુ. આ મહાત્માના નિસ્વાર્થ પ્રયાસોનું પરિણામ એ આવ્યું કે આપણામાં પ્રજાત્વનું ભાન થયું, મક્કમ જનસેવાની પવિત્ર અને પ્રોત્સાહક વૃત્તિ જાગ્રત થઇ. આપણે આપણા પોતાને માટે અને બીજાને માટે કેટલું ને શું કરવાનું છે એ વિચાર કરતાં આપણે થયા. ત્યાર પછી રાજ્યકર્ત્તા પ્રજાના પગલાંમાં આપણું કેટલું શ્રેય સમાયેલું છે, આપણી જુની પદ્ધતિ રીતરીવાજ પકડી રાખવાથા આ પ્રગતિના કાળમાં કેટલી હાની છે એ જોવા લાગ્યા. હિંદુસ્તાન મટી એશીયા, યુરોપ એમ આપણી દષ્ટિ મર્યાદા વધી અને તેમાં આપણી કીર્તિ જાળવી રાખવા, આપણું અસ્તિત્વ દર્શાવવા બીજાની સાથેની હરિફાઇમાં આપણું સ્થાન ન ખોવા વ્યવસ્થિત અને એકજ ઉદ્દેશથી કામ કરવાની જરૂર જણાઇ. આ કાર્ય માટે આપણા સન્યાસીઓની માફક નવી જાતના સન્યાસીઓની જરૂર જણાઈ અને હિંદના સદ્ભાગ્યે મળી પણ આવ્યા.

## સ્થાપના.

આ વસ્તુસ્થિતિ હતી તે અરસામાં પુનામાં સર્વન્ટસ ઓફ ઈન્ડીઆ સોસાયટી સ્થપાઇ અને તેની સ્થાપના થતાંજ જાહેર જીવનનો સવિશેષ વિકાસ થયો. પૂર્વના આત્મભોગ અને ત્યાગ અને પશ્ચિમની વિદ્યા જન સેવાના મિશ્રરૂપને આમ એક સ્થળે લાવી, હિંદના બાળકોને કેળવી વ્યવસ્થિત રૂપે જન સેવા કરનારા ઉત્પન્ન કરવા એ વિચાર આપણા મહર્ષિ રાનડેના ઉત્તમ શિષ્ય અને પહેલા હિન્દ સેવક ઑ. ગોપાલ કૃષ્ણ ગોખલેને આવ્યો. દેશસેવાના અસ્ખલિત કાર્ય દરમિયાન એમને લાગ્યુ કે જેમ જેમ સંયોગો બદલાતા જાય છે, નવા નવા વિચારો ઉત્પન્ન થતા જાય છે તેમ તેમ જન સેવાનાં કાર્યો વિકટ અને મહત્વનાં થતાં જાય છે. અને એટલા માટે આ કાર્યો સંતોષકારક રીતે પૂર્ણ કરવા યુનિવર્સિટીમાં કેળવાયેલા, કેવળ સ્વદેશ સેવા અને બન્ધુભાવની વૃત્તિથીજ દેશમંદીરની વેદી ઉપર પ્રાણાર્પણ કરનારા તૈયાર થવા જોઇએ. આ દેશ વેદી ઉપર જુના સમયની પેઠે કમળ પૂજા કરવાની ન હોવાથી જ્યારે ઇ. સ. ૧૯૦૫ માં ઓ. મી. ગોખલેએ સંસ્થા સ્થાપી ત્યારે કેવળ ધર્મ કાર્ય કરવા આપણા દેશને માટે જીવન ગાળનારા નિકળી આવ્યા. અને આ મંદિર પણ એવુંજ આકર્ષક છે.

## આશય.

આ સંસ્થાના થોડાક આશયો રાખવામાં આવ્યા છે. ૧ હિંદના કલ્યા-

ણાર્થે ઇશ્વરેચ્છાથી બ્રીટીશ રાજ્ય નિર્માયેલું છે તે સ્વીકારવું. આ દેશનાં બાળકોને પૂર્ણ મનુષ્યત્વ મેળવવા જે યોગ્ય વિકાસ થવાની જરૂર છે તે વિકાસ પ્રાપ્ત કરવા જે જે સાધનો-તકોની જરૂર જણાય તે તે લઇ બ્રીટીશ રાજ્યમાંજ સ્વરાજ્ય મેળવવું. ૨ પ્રજાકીય જીવનના વિકાસ માટે સર્વ સ્થિતિ તપાસવી જરૂરની છે. અને આ થતાં વખત લાગવાનોજ. કારણ કે સંગીન પ્રગતિ કરવા માટે મનુષ્યનું ચારિત્ર્ય અને બુદ્ધિ ખીલવવાની જરૂર છે એમ આ સંસ્થા માને છે. ૩ આ સંસ્થાનું કાર્ય સામાન્ય અને સર્વને માટે છે એટલે કે કાર્ય કરવામાં જાતિ, ધર્મ પક્ષનો વિચાર લાવવાનો નથી.

## સભાસદ.

જેઓ દેશ સેવા એજ જીવનનો ઉચ્ચ હેતુ છે એમ સમજે છે અને 'પ્રત્યેક હિંદવાસી મારો ભાઇ છે એમ માનવા અને જ્ઞાતિ-જાતિ કે ધર્મનો વિચાર આણ્યા શિવાય તેમના ઉત્કર્ષ માટે યત્ન કરવા' જેઓ પ્રતિજ્ઞા લેવા તૈયાર છે તેઓજ આ સંસ્થાના સભાસદ થઈ શકે છે. સભાસદોએ પોતાને માટે દ્રવ્ય પ્રાપ્તી કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરવાનો નથી. આ ઉપરાંત સોસાયટીની સ્થિતિ પ્રમાણે પોતાના અને પોતાના કુટુમ્બના નિર્વાહ માટે સોસાયટી જે રકમ આપે તેથી સભાસદોએ સંતોષ માનવો જોઇએ.

## બંધારણ.

સોસાયટીના સભાસદોના ત્રણ વર્ગ છે. (૧) મુખ્ય સભાસદ. (૨) સામાન્ય સભાસદો. (૩) શિક્ષણ લેતા સભાસદો. આ ત્રણે વર્ગના સભાસદોને સોસાઇટીના કાર્યમાં ભાગ લેવાનો હક છે. વ્યવસ્થા માટે મુખ્ય સભાસદને મદદરૂપ થઈ પડે એટલા માટે આ સંસ્થાના તમામ સભાસદોની પસંદગીથી પ્રતિનિધિ તરીકે ચુંટાયેલા ત્રણ સામાન્ય સભાસદોની કાઉન્સીલ બનાવી છે. હાલમાં આ સંસ્થામાં ચાર કાયમના સેવકો સુદ્ધાંત પચીસ સભાસદો છે. આમાંના કેટલાક બંગાળા, સંયુક્ત પ્રાંતો, મદ્રાસ, મુંબાઇ અને બાહારના ઇલાકાના છે. આ સભાસદો હિંદમાં વસતી અનેક જ્ઞાતિઓના છે અને એક તો મુસલમાન છે, પચીસમાં અરાઢ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો છે એટલુંજ નહિ પણ એમાંના ઘણાખરાને જાહેર જીવનનો વિશાળ અનુભવ છે.

## કેન્દ્રસ્થાન.

આ સોસાયટીનું કેન્દ્રસ્થાન પુના છે અને ત્યાં વીસ એકરના વિશાળ ક્ષેત્રમાં, ચારે બાજુ ઉંચી ટેકરીઓ, ફર્ગ્યુસન કોલેજ, સ્પોર્ટીંગ કલબ

વગેરે ઉત્તેજક સંસ્થાઓની વચ્ચે સંસ્થાનું મકાન શોભી રહ્યું છે. દેશ સેવાના મંદિર ઉપરથી એક બાજુ ઇતિહાસ પ્રસિદ્ધ સીંહગઢનો કિલ્લો, શક્તિ ઉત્પાદક કલ્યાણ મૂર્તિ પાર્વતી, શૌર્ય વૃત્તિ ઉત્પાદક બ્રોટીશ છાવણી અને દુનિયાનાં કર્તવ્ય સૂચક પુના શહેર નજરે પડે છે. સંસ્થાનું સાદું પણ મજબૂત મકાન પત્થરના ટેકરા ઉપર આવી રહ્યું છે અને તેની આસપાસ નાનો બાગ છે.

## પુસ્તકાલય.

સભાસદોના ગૃહની સાથે એક પુસ્તકાલયની યોજના છે અને આ પુસ્તકાલયમાં સભાસદોને તેમના કાર્યમાં મદદરૂપ થઈ પડે એવાંજ જરૂરનાં અને ચુંટી કાઢેલાં પુસ્તકો, સરકાર અને પાર્લામેન્ટના કાર્યદર્શી રીપોર્ટો ખાસ રાખવામાં આવ્યા છે.

## દિક્ષા.

સામાન્ય સભાસદની દિક્ષા લેનાર [સભાસદને પાંચ વર્ષ શિક્ષણમાં ગાળવાં પડે છે. આ પાંચ વર્ષમાં શરૂઆતમાં વર્ષમાં ચાર મહિના તે સભાસદને વાંચવા અને વ્યાખ્યાન સાંભળવામાં ગાળવા પડે છે. સભાસદો અંદર અંદર વિષયો ઉપર લેખિત ચર્ચા ચલાવે છે અને ઓ. મી. ગોખલે તેમજ અનુભવી સભાસદો વારંવાર શિક્ષણ લેના સભાસદોને વ્યાખ્યાન દ્વારા કેળવણી આપે છે. સામાન્ય શિક્ષણ ઉપરાંત દરેક સભાસદને એક વિષય સંગીન અભ્યાસાર્થે આપવામાં આવે છે. આનો ઉદ્દેશ એટલોજ છે કે જે કાર્ય તેમને સોંપવામાં આવે તેમાં તેમને જોઇતાં સાધનો, દાખલા, આંકડા મેળવતાં મુસ્કેલી ન નડે.

મનુષ્યોના સંબંધમાં આવી તેમની શી શી જરૂરીયાતો છે અને શાં શાં પગલાં ભરવાં બની શકે એમ છે તે જાણવા જે સ્થળે કામ કરવું હોય તેની વસ્તુ સ્થિતિ સમજવા સભાસદોને વારંવાર દેશ યાત્રા કરવા મોકલવામાં આવે છે અને જરૂર પડે પરદેશ મોકલવાની પણ વ્યવસ્થા છે. આજ પ્રમાણે સંસ્થાની ઉત્તરાદિની શાખામાં કામ કરતા સભાસદ બન્ધુ એક વર્ષ ઇગ્લાંડ જઇ આવ્યા છે; આ રીતે પુસ્તકો, મુસાફરી, અને દેશની પોતે જાતે મેળવેલી ખબરોદ્વારા અનુભવ લીધેલા સભાસદોના હૃદયમાં દેશ પ્રીતિ ઉત્પન્ન થાય અને દેશહિતના પ્રશ્નોમાં ઉદાત્ત અભિપ્રાય બંધાતાં પોતાનું કાર્ય વધારે સારૂં કરી શકે છે.

## શાખા.

હાલમાં આ સંસ્થાની ચાર શાખા છે. (૧) મુંબાઇ. (૨) મદ્રાસ. (૩) અલાહબાદ. (૪) નાગપુર. આ શાખાઓનું કાર્ય તે તે પ્રાંતોની જરૂરીયાતો અને પરિસ્થિતિ ધ્યાનમાં લઈ તે તે શાખાના મુખ્ય કાર્યવાહકો પહેલા સભાસદ અને કાઉન્સીલની સલાહ પ્રમાણે કર્યે જાય છે.

## શાખાનાં મકાનો.

મુંબાઈની શાખાએ સદ્‌ભાગ્યે પોતાને માટે રૂ. ૬૫૦૦૦ ના ખર્ચે ગીરગામ સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના કકડા ઉપર વિશાળ મકાન બાંધ્યું છે. આ મકાનને માટે જોયતાં નાણાં સોસાયટીના મિત્રોની તરફથીજ મળ્યાં છે અને એનું મુખ્ય માન શેઠ રતન. ડી. તાતા; સર વીઠલદાસ ઠાકરસી, એ. લલુભાઈ સામલદાસ, શેઠ નરોત્તમ મોરારજી અને મી. જહાંગીર પીટીટ તથા સર ભાલચંદ્રનેજ છે. મદ્રાસમાં લોકોના ઉધરાણાદ્વારા એકઠા કરેલા રૂપીઆમાંથી તેરહજારનું મકાન હમણાંજ ખરીદયું છે, બીજી શાખાઓને હજી પોતાનાં મકાન નથી.

## સોસાયટીનું કાર્ય.

ઉદ્દેશો—આશયોને અનુસરીનેજ આ સોસાયટી પોતાનું કાર્ય કરે જાય છે અને તેના ૭ વિભાગ છે. પરન્તુ હાલમાં તેના બેજ વિભાગ રાખ્યા છે. (૧) રાજકિય કેળવણી અને (૨) સામાજીક, નૈતિક અને માનસિક ઉન્નતિ. સામાન્ય સભાસદોએ અત્યાર સુધી જે જે કાર્ય કર્યાં છે તેનું સિંહાવલોકન કરવાની જરૂર છે. (૧) બ્રીટીશ કોંગ્રેસ કમીટી તરફથી હિંદ માટે નિકળતા "ઇન્ડીઆ" પત્રનો બહોળો પ્રચાર કરવા સભાસદોએ પ્રાંતે પ્રાંતમાં મુસાફરી કરી હતી. (૨) આ દેશમાં પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવા ઓ. મી. ગોખલેએ વૉયસરોયની કાઉન્સીલમાં જે બીલ દાખલ કર્યું હતું તે સંબંધી લોકમત કેળવવા સભાસદોએ મહાન પરિશ્રમ કર્યા હતા. જાહેર સભાઓ ભરી વ્યાખ્યાનો આપ્યાં હતાં અને આ બીલના મુખ્ય મુદ્દાઓ ઉપર મ્યુનીસીપલ અને લોકલ સંસ્થાના અભિપ્રાયો મેળવ્યા હતા. (૩) અલાહબાદ અને મદ્રાસમાં પ્રાથમિક કેળવણી સમાજો સ્થાપી છે. (૪) દક્ષિણ આફ્રિકામાં હિંદવાસીઓ પ્રત્યેના વર્તન સંબંધી મી. પોલોક હિંદુસ્તાન આવ્યા તે વખતે તેમને મદદ કરવા ત્યાંના હિંદવાસીઓને મદદ અર્થે પૈસા ભેગા કરાવવા અને એ સંબંધી લોકમત જાગૃત કરવા સભા-

સદોએ આગળ પડતો ભાગ લીધો હતો. (૫) કોંગ્રેસની બેઠકની વ્યવસ્થા કરવામાં તેમજ પ્રાંતિક કોંગ્રેસ કમીટી ઉત્પન્ન કરાવવામાં સોસાયટીએ નિયમિત રીતે સાહાય આપી છે. (૬) કેટલાક સભાસદોએ વર્તમાનપત્રોદ્વારા લોકમત કેળવવાનું માથે લીધું છે. (૭) મદ્રાસની શાખાના કાર્યવાહક અને સોસાયટીના મુખ્ય સભાસદોમાંના એક શ્રીનીવાસ શાસ્ત્રી જે મદ્રાસની કાઉન્સીલમાં સરકાર તરફથી નિમાયા છે તેઓ ત્યાંના બીનસરકારી સભાસદોને ઘણી મદદ આપે છે. (૮) સોસાયટીના એક સભાસદ બીરારમાં લોકલબોર્ડના સભાસદ નિમાયા છે. (૯) પ્રસંગોપાત સભાસદો જુદા જુદા વિષયો ઉપર અભ્યાસ કરી જાહેર ભાષણો કરે છે. અને સરકારને મેમોરીયલ પણ મોકલે છે. આ ઉપરાંત સભાસદોએ સામાજીક પ્રશ્નો લઇ એમાં પણ સારૂં કાર્ય કરી બતાવ્યુ છે.

સોસાયટીના આશયોમાં–કાર્યક્રમમાં સ્ત્રીકેળવણી, ખેતીવાડીમાં સુધારો, કોઓપરેટીવ કામ, ગામડાની તંદુરસ્તી સાચવવાનું કામ, સંસાર સુધારો, સમાજ સેવા, અને દુઃકાળઆદિમાંથી બચાવવાનું કામ છે. અને આ સઘળાં કાર્યોમાં સોસાયટીએ સમય અને સંયોગો પ્રમાણે કાર્ય કર્યું છે. અજ્ઞાન અને અસ્પર્શ્ય જાતીની સ્થિતિ સુધારવા અર્થે તેમનામાં કેળવણી ફેલાય એવાં પગલાં સોસાયટીએ ભર્યાં છે. આ ઉપરાંત અસ્પર્શ્ય જાતને હિંદુ સમાજમાં ઉન્નત કરવા–તેમને દુર રાખવાના હલકા વિચારો કાઢી નંખાવવા અનેકવાર સભાસદોએ વ્યાખ્યાન આપ્યાં છે.

(૧) સ્ત્રી કેળવણીના પ્રચારમાં મહર્ષી રાનડેનાંપત્ની શ્રીમતી રમાબાઇની મદદ સોસાયટીને ઘણી મળી છે. એમનાજ પ્રયાસથી સેવાસદનની શાળા પુનામાં સ્થપાઈ છે અને એમાં સ્ત્રીઓના વર્ગો, ઔદ્યોગિક વર્ગો, સૂતિકા અને ઉપચારિકાના વર્ગો, સ્ત્રિશિક્ષકોના વર્ગો ઉઘાડવામાં આવ્યા છે. એમાં દુકાળ પ્લેગ વગેરેમાં મદદ કરવા તૈયાર થાય એવી સ્ત્રીઓ આજ સંસ્થા તૈયાર કરે છે. (૨) ખેતીવાડીના કાર્યમાં સોસાયટીના સભાસદોએ વારંવાર ગામડાઓમાં મુસાફરી કરી ખેતીવાડીમાં સુધારો કરવા ખેડુતોને વાતો અને ભાષણોદ્વારા સૂચના આપી હતી. અને આ સોસાયટીના એક સભાસદે આજ ઉદ્દેશથી ખેતીવાડીની ઉન્નતિને અર્થે એક પત્ર પણ કાઢ્યું છે. આ પત્રની હાલમાં પાંચ હજાર નકલ છપાય છે. (૩) અરસપરસ સહાય કરવા co-operation માટે મુંબઇ મદ્રાસ અને બીરારની શાખાના સભાસદોએ

ખાસ અભ્યાસ કરી મુંબાઈ એકલામાં અડધો ડઝન કોઓપરેટીવ સોસાયટી સ્થાપી છે. આમાંની ઘણી ખરી કોઓપરેટીવ સોસાયટી કમ્પોઝીટર, મીલ મજુરો ભંગીઓ અને ઝાડુ કાઢનારા જેવા ગરીબ માણસો માટેજ છે. પ્રાંતિક કોઓપરેટીવ કોન્ફરન્સમાં મુંબાઇની શાખાના સભાસદોએ ભાગ લીધો હતો અને એની ચર્ચામાં ભાગ લીધો હતો. મુંબઇના ઢેડોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. મીલ મજુરોમાં કોઓપરેટીવ સોસાયટી કરવા મીલ માલેકોની સહાયભૂતિ મેળવી શકયા છે. મધ્ય પ્રાંતની શાખા ત્યાં ચાર પાંચ કોઓપરેટીવ સોસાયટી સ્થાપવા શક્તિવાન બની છે અને મદ્રાસમાં આવું કાર્ય તુરતમાં ઉપાડવામાં આવનાર છે. ( ૪ ) ગામડીઆઓને મદદ કરવા માટે મીસ નાઈટીંગેલ વીલેજ સેનીટેશન કમીટી નામની એક કમીટી સ્થાપવામાં આવે છે. શ્રીયુતદેવધરે એક યોજના ઘડી આ કમીટીને આપી છે અને એ યોજના મુજબ કાર્ય પણ વર્ષ દીવસ થયાં શરૂ થયું છે. ( ૫ ) મુંબાઇની શાખામાં કામ કરવા સોસાયટીના સભાસદોએ તળ મુંબાઇમાં હોલિકા સંમેલનના કાર્યમાં ઘણી મદદ આપી હતી. હોલિકા સંમેલનનો હેતુ હોળીના દિવસમાં થતો અત્યાચાર, બિભત્સ વર્નન અને દારૂ આદી વ્યસનમાંથી સામાન્ય લોકોને દૂર રખાવવાનો છે. આવા ક્ષુદ્ર આનંદને બદલે લોકોને ઉંચી મતિનાં આનંદનાં સાધનો આપી લગભગ ૩૫ સ્થાનોદ્વારા પચીસ હજાર લોકોને હોળી જેવા ઉત્તમ તહેવારનો આનંદ આપવા હોલિકા સંમેલન સમર્થ નિવડયું હતું. છેલ્લા ત્રણ વર્ષથી પ્રત્યેક વર્ષે આ કાર્ય વધારે લોકપ્રિય અને સાર્થક થતું જાય છે. આ ઉપરાંત સોસાયટીના સભાસદોએ બાસુબીલ અને જ્ઞાતિભેદ વિરૂદ્ધની પરિષદના અંગે તનતોડ કાર્ય કર્યુ હતું. સોસાયટીનો એક સભાસદ સંસાર સુધારા સમાજની વ્યવસ્થાપક સભામાંનો અંગભૂત છે અને બીજો સભાસદ પ્રજાકિય સંસાર સુધારા સમાજનો ઉપમંત્રી છે. ( ૬ ) જનસેવાના કાર્યમાં સોસાયટીએ આગળ પડતો ભાગ લીધો છે. હોલિકા સંમેલનના કાર્ય અંગે સ્વયંસેવકોની એક ટુકડી નિકળી આવી અને તે ટુકડી બંધારણરૂપે સોસીયલ સર્વીસલીગ નામે ઓળખાય છે. સમાજસેવા સમિતિ એ મુંબઇના કેટલાક નેતાઓની બાંહ્યધરી નીચે જનસંઘમાં વિદ્યાવૃદ્ધિ અને સામાન્ય ઉન્નતિનાં કાર્ય કરવા માંડો છે. આ કાર્યમાં મુખ્ય કાર્ય છેક સામાન્ય વર્ગ અને સ્થિતિના લોકમાં વાચવા મનન કરવાનાં સાધન મળે એટલા માટે ફરતી લાઇબ્રેરીની વ્યવસ્થા કરી છે તે છે. મુંબઇમાં આવી તેવું

ફરતી લાઇબ્રેરીઓ ઉભી થઈ છે. તદુપરાન્ત ગરીબો અને નીચી પાયરીના લોકો માટે આરોગ્ય, સ્વચ્છતા, ગૃહઉપચાર અને તાત્કાલિક મદદના વર્ગો ઉઘાડવામાં આવ્યા છે અને તેમને આ વિષયો રસિક થઇ પડે એ ઉદ્દેશથી કેટલાક મેજીકલેન્ટર્નના ખેલ કરી બતાવવામાં આવે છે. મુંબાઇની શાખાના તમામ સભાસદો આ કાર્યોમાં ઉમેદભર ભાગ લે છે અને તેમાં સોસાયટીના એક સભાસદ મી. એન. એમ. જોશી આ સોશીયલ સર્વીસલીગના સેક્રેટરી છે. મદ્રાસમાં પણ આજ હેતુથી સોસીયલ સર્વીસલીગની સ્થાપના થઇ છે અને તે શાખાના સભાસદો ત્યાંના ગરીબ લોકોના સંબંધમાં આવી તેમને સહાયભૂત થવા પ્રયત્ન કરે છે. ( ૭ ) ત્યાર પછી મરકી, દુકાળ અને આગમાં સપડાયેલાને સુવ્યવસ્થિત રીતે મદદ આપી એમનાં જીવન સરળ બનાવવાનું કામ સોસાયટીએ માથે લીધું હતું. પુનામાં ત્રાસદાયક મરકી સમયે ૧૯૦૭ માં એક પ્લેગરીલીફ કમીટીની સ્થાપના થઇ છે તેમાં પ્રમુખ તરીકે ઓ. મી. ગોખલે છે જ્યારે રા. દેવધર મંત્રી છે. અને પુનામાં જ્યારે જ્યારે પ્લેગનો ઉપદ્રવ થાય છે ત્યારે આ કમીટી પ્લેગપીડીત જનોને યથા શક્તિ સર્વ તરેહની મદદ આપે છે. પ્લેગ ન ફેલાય એટલા માટે રસી મૂકવાનો પ્રયોગ આ કમીટીએ કર્યો હતો અને તેમાં જય મળતાં લોકોને પ્લેગના ભયથી દૂર રાખવા સશક્ત નીવડી છે. પહેલા વર્ષમાં આ કમીટીએ કેટલું કાર્ય કર્યું હતું તેનો હવાલ સરકાર તરફથી સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને રસી મુકવાના ફાયદાનુ એક હસ્ત પત્ર કમીટીએ તૈયાર કરી ત્રણ ભાષામાં પ્રસિદ્ધ કરી સરકારદ્વારા આખા ઇલાકામાં વહેંચ્યુ હતું. આ વર્ષ પણ પ્લેગ શરૂ થતાંજ રીલીફ વર્ક ઉઘાડવામાં આવ્યુ હતું અને જણાવતાં આનંદ થાય છે કે પાછલા વર્ષ કરતાં આ વર્ષે રસી મૂકાવનારની સંખ્યા ઘણી વધારે છે.

## બીજા પ્રાંતોનું કાર્ય.

ઈ. સ. ૧૯૦૭–૮ માં સંયુક્ત પ્રાંતોમાં ભારે દુકાળ પડયો તે વખતે બીન સરકારી રીલીફ કામો માટે શા પગલાં ભરવાં તે જાણવાના હેતુથી સોસાયટીએ ત્રણ સભાસદોને મોકલ્યા હતા. તેઓએ દારૂણ દુકાળથી ત્રસ્ત થયેલા મીરઝાપુર જીલામાં નિરીક્ષણ કરી ચાર રીલીફ વર્કો ઉઘાડી લગભગ પાચ હજાર મનુષ્યોને આજીવીકા કરી આપી હતી. આ કામમાં જોઇતા પૈસા સ્થાનિક ઉધરાણાં અને લાલા લજપતરાયના અંગત શ્રમને

પરિણામે મળ્યા હતા. દુકાળ કામની વ્યવસ્થા સંબંધી સંયુક્ત પ્રાંતોની સરકારે રીપોર્ટ બ્હાર પાડયો હતો તેમાં સોસાયટીના કાર્યની બહુ પ્રસંસા કરી હતી.

ગુજરાત અને કાઠીયાવાડના છેલા દુકાળ વખતે શરૂઆતથી અંત સુધી સતર સદ્ગૃહસ્થોએ કામ કર્યું હતું. એ કાર્યના પાંચ પ્રકાર હતા.

( ૧ ) દુકાળ સંબંધી માહિતી મેળવવી. ( ૨ ) નાણાં ભેગાં કરવાં. ( ૩ ) મધ્ય હિંદુસ્તાન અને સંયુક્ત પ્રાંતોમાંથી સોંઘે ભાવે ઘાસ ખરીદવું ( ૪ ) એને ગુજરાત અને કાઠીયાવાડમાં મોકલી આપવું ( ૫ ) મનુષ્ય અને ઢોરોના નિવારણ અર્થે કામ કરતી સ્થાનિક કમીટીઓને મદદ કરવી. વાડીયા ચેરીટીસના ટ્રસ્ટીઓએ દુકાળમાં એક લાખરૂપીઆ ખર્ચવા કાઢયા હતા અને ટ્રસ્ટીઓએ આ સોસાયટીનીજ મદદ માગી હતી જે પ્રેમપૂર્વક આપવામાં આવી હતી. સેન્ટ્રલ ફેમીનરીલીફ કમીટી સ્થાપવામાં આવી હતી. રા. દેવધર એ કમીટીના એક મંત્રી હતા. અહમદનગરમાં પડેલા દુકાળ વખતે પણ આ સોસાયટીના સભાસદોએ બીનસરકારી રીલીફ કામોમાં સારો ભાગ લીધો હતો. આ સભાસદોએ જે ધોરણે ગયા વર્ષોમાં કામ કરવામાં આવ્યુ હતું તેજ ધોરણે કામ કર્યુ હતું અને આને માટે એક ફંડ ઉભું કરવા એક કમીટી મુંબાઇમાં સ્થાપી હતી. આમાં લગભગ રૂ. ૬૫૦૪૦ ભેગા કરવામાં આવ્યા હતા. અને તે દ્વારા બે હજાર ઢોરોને મૃત્યુમુખમાં જતાં બચાવ્યાં હતાં. આજ પ્રમાણે મનુષ્યોને પણ બચાવવા સુવ્યવસ્થિત યોજના કરી હતી. સલુમ્બ્રાની આગના હ્રદયભેદક બનાવ વખતે મુંબાઇની કમીટીએ આ સોસાયટીના સભાસદોને તે જગાએ જઇ માહિતી મેળવી શાં પગલાં લેવાં તે સૂચવવાનુ કામ સોંપ્યું હતું. આ સભાસદો તે સ્થાને ગયા હતા. પુરેપુરી તપાસ કરી હતી. આ ગમખ્વાર બનાવના ભોગ થઇ પડેલા અને તેમના નિરાધાર સંબંધીઓની ખોળ કરી હતી. આ સંખ્યા લગભગ ચારસોની થઇ હતી. આ પ્રમાણે કરી તેમને દુઃખમાંથી છોડવવા આ સભાસદોએ યોજના ઘડી હતી અને એ યોજના અનુસાર લગભગ ૧૦૦ માણસોને પાંચ વર્ષ સૂધી મદદ આપવાનું નક્કી કરવામાં આવ્યુ હતું. આ સભાસદોમાંનો એક મંત્રી અને બીજો ઉપમંત્રી હતો. બંગાળા અને બહારનાં પુરમાં સપડાયેલાને મદદ કરવા ઉત્તર હિંદની શાખાના સભાસદોએ એક સારી રકમ ભેગી કરી હતી.

આવા પરોપકારી કાર્યોમાં સોસાયટી ભાગ લે એમાં નવાઇ નથી. એનો

કર્તવ્ય છે એમ માને છે. પરન્તુ લોર્ડ હાર્ડીંજના જન્મદિવસે ઉજવવામાં આવેલા બાલોત્સવના કાર્યમાં પણ સોસાયટીના સભાસદોએ વિના સંકોચે કાર્ય કર્યું હતું. મુંબાઇમાં લગભગ પાંચસો શાળામાં ભણતાં ૭૦૦૦૦ બાળકો જુદી જુદી જ્ઞાતિ અને ધર્મનાં બાલકોનો આનંદોત્સવ નિર્વિઘ્ને પસાર કરવાનું કાર્ય સોસાયટીએ લીધું હતું. અને શ્રીયુત દેવધર જેવા બાહોશ, નિરભિમાની, કાર્યકુશળ મંત્રીના અથાગ પરિશ્રમથી જરાપણ વિઘ્ન નડયુ નહોતુ. આ કાર્યક્રમથી જણાશે કે સર્વન્ટ્સ ઓફ ઇન્ડીઆના સભાસદો શા શા કાર્યમાં મશ્ગુલ છે, બીજી હીલચાલોમાં સાહાય્ય આપવા તેમની સેવાની કેટલી જરૂર પડે છે અને કર્તવ્ય બુદ્ધિથી જ્યારે જ્યારે જનસેવાનું કાર્ય કરવા તેમને બોલાવવામાં આવે ત્યારે ત્યારે તેઓ કેટલા ઉત્સાહથી આવે છે.

## કાર્ય પદ્ધતિ.

સભાસદો પુરેપુરૂં શિક્ષણ લીધા પછી અમૂક વિષયનો અભ્યાસ કરે છે ત્યારપછી એજ વિષય ઉપર સ્થળે સ્થળે વ્યાખ્યાન આપે છે. અને જે વિષય પોતે હાથમાં લે તે વિષયમાં લોકમત કેળવવા વર્તમાનપત્રોમાં અગર ન્હાના પુસ્તકોરૂપે પોતાના વિચાર જણાવે છે. આ વિચાર માત્ર કલ્પનામાંજ નથી રહેતો. કાલ્પનિક નથી પણ વ્યવહારમાં મૂકી શકાય છે એ દર્શાવવા તેઓ જુદી જુદી સંસ્થાઓ સ્થાપે છે અને તે દ્વારા સંગીન કાર્ય કરી જનસમાજને સોસાયટીની ઉપયોગીતા દર્શાવી આપે છે. આવી તરેહનાં સઘળાં કાર્યોમાં સભાસદો પોતે એકલા કદી કામ કરતા નથી પણ એથી ઉલટું તેમને સાહાય્યભૂત થઇ પડે અને ગમે તે જાતની મદદ આપી શકે એવાની સહાનુભૂતી મેળવવા વિસરતા નથી. તે તે કાર્યો માટે પુરૂષ કિંવા સ્ત્રીઓના કમીટી સ્થાપી તે કમીટીના માત્ર કાર્યકાર તરીકે જ કામ કરે છે, તેઓ કાર્યકારોમાં બુદ્ધિવર્ધક ઉત્સાહ અને ધર્મકાર્ય કરવાનો ઉત્સાહ ઉત્પન્ન કરે છે. અને આમ પરોક્ષ રીતે આવાં જન સમાજનાં કાર્ય કરવા આપણા બન્ધુઓ સશક્ત થાય તેવી રીતે ત્હેમની બુદ્ધીનો વિકાસ કરે છે.

આ સોસાયટીનો પ્રશંસનીય સદ્ગુણ એ છે કે એકે સભાસદને ખોટું મમત્વ નથી. એકજ રસ્તામાં એકજ જાતનું કાર્ય કરનાર તરફ સમાજના બન્ધુ ભાવ રાખી, યશ–માનની જરા પણ દરકાર રાખ્યા વિના તેમને મદદ આપે છે. ગમે તે રસ્તે કાર્ય કરવા તરફજ તેમની વૃત્તિ હોય છે.

આ સદ્‌ગુણને લીધેજ આ સોસાયટીને સરકાર, ખ્રીસ્તી આદી અન્ય ધર્માવલંમ્બીઓ અને એજ માર્ગમાં કાર્ય કરતા અન્ય બન્ધુઓ પ્રેમપૂર્વક સહાનુભૂતિ આપે છે. હિંદુસ્તાનમાં બીજી અનેક સંસ્થાઓ છે તેમ સંસ્થાઓ સ્થાપવા અને બીજી જરૂરની જોખમદારી વહોરવા સોસાયટી સંકોચાય છે. તેનાં કારણ એ છે કે સભાસદોની સંખ્યા ગણીગાંઠી છે; આર્થિક સ્થિતિ બહુજ ખરાબ છે, પરસ્પર સાહાય્ય કરવાના તેમના સિદ્ધાન્તો અને વિશાળ દૃષ્ટીથી અને સંગીન કાર્ય કરવાની પ્રબળ ઇચ્છા છે.

## આક્ષેપો.

આ સોસાયટીને જેમ પ્રત્યેક કાર્યમાં બને છે તેમ કેટલાક આક્ષેપો આપવામાં આવે છે. કેટલાકનુ એમ માનવું છે કે જનસેવાની વૃત્તિ હિંદુસ્તાનમાં જાગવાને હજી બહુ વાર છે અને તેટલા માટે આ સોસાયટીના સ્થાપન થયા પછીના ટુંક જીવનમાં જનસમાજે જે સહાનુભુતી દર્શાવી છે, લોકકાર્યમાં સોસાયટીને સહાય્ય આપવા વિનતિ કરવામાં આવે છે, જન સમાજ તરફથી પ્રસંગવશાત જે સહાય મળતી આવે છે તે ઉપરથી આ સોસાયટી અકાળે છે એમ કહી શકાય એમ નથી. વળી કેટલાક એમ માને છે કે જેમ સરકારને જેમ એક હથ્થે કામ છે તેમ આ સોસાયટી પણ એક હથ્થે કાર્ય કરશે. પરન્તુ આવી ટીકા કરનારા સરકાર કે સોસાયટીના હેતુ અને કાર્યપદ્ધતી સમજી શક્યાજ નથી. સરકારની મદદથી કાર્ય કરે છે એટલે કાંઇ જનસેવા–લોકહિત વિસરાતી નથી. સોસાયટી જનહિત પ્રત્યે પ્રથમ લક્ષ આપે છે અને યોગ્ય સ્વતંત્ર વિચાર, સ્વમાન અને લોકની જરૂરીયાતો તરફ જરા પણ દુર્લક્ષ આપતી નથી. ત્રીજો આક્ષેપ એ છે કે સર્વન્ટ્સ ઓફ ઇન્ડીઆ સોસાયટી એકી વખતે એટલાં કામ ઉપાડે છે કે એકકે કામ સારૂં નહિ થાય. પણ સોસાયટીના કાર્ય તરફ જેણે ધ્યાનથી જોયુ હશે તેને જણાશે કે ઘણાખરા સભાસદોના મિત્રોએજ લીધેલાં કાર્યોને સાહાયજ આપી છે અને આપે છે. હિંદુસ્તાનના લોકોનુ હિત થતું હોય તેવા પ્રત્યેક કાર્યમાં જ્યારે જ્યારે અને ત્યારે મદદ આપવી એ સોસાયટીના પ્રત્યેક સભાસદની પ્રતિજ્ઞા છે.

મનુષ્ય માત્ર અપૂર્ણ છે તો સોસાયટી–મનુષ્યનુ કાર્ય–અપૂર્ણ હોય એમાં નવાઇ શી ? સોસાયટી માત્ર પ્રયોગ દશામાં છે. શ્રીયુત ગોખલેરૂપી હિંદુસ્તાન ઉપર ઇશ્વરની વિરલ અને અપ્રતિમ બક્ષીસ છે. ગોખલે

જેવા નરરત્નો સોસાયટી ઉત્પન્ન કરવાનો દાવો કરતીજ નથી. સોસાયટીનો એકજ સરળ અને સાદો ઊદ્દેશ છે કે માતૃભૂમિ હિંદને ચાહનાર જીવન પર્યન્ત સેવા કરનાર નિરભિમાની સાચા સેવકો ઉભા કરવા; આ સેવકોને સેવામાંજ મનઃશાન્તિ અને સંતોષ માનતા કરવા; હિંદની ઉન્નતિના અનેક માર્ગ છે. એ કાર્ય ગહન અને કઠિન છે. માટે હિંદુસ્તાનના ૨૭૦ જીલ્લામાં ઓછામાં ઓછો એક એક કાર્ય કરનાર સેવક નીકળે એવા અને એટલા સભાસદો તૈયાર કરવા; જો કે દેશની આર્થિક સ્થિતિ સારી નથી છતાં પ્રત્યેક પળે સેવાવૃત્તિમાં દેશ તવંગર થતો જાય છે એ આનંદની વાત છે. અને આ વૃત્તિ સતેજ છે તો આટલા સભાસદો નિભાવવાનું બળ આપશે એ નિર્વિવાદ વાત છે.

હિંદના પ્રત્યેક ગામમાં-પ્રત્યેક ઘરમાં સર્વેન્ટ્સ ઓફ ઇન્ડીયા સોસાયટીના ઉચ્ચ આશયો સમજાય-એ આશયોનું પ્રતિપાલન કરી માતૃસેવા કરવા વૃતિ જાગતાં એક કુટુમ્બ-એક ગામમાંથી આવી સેવા કરવા પ્રતિજ્ઞા લેવાય એ દિવસ કયારે આવશે ? ઇશ્વર ઉપર શ્રદ્ધા હશે, મનુષ્ય માત્ર ઉપર પ્રેમ હશે, ઇચ્છા હશે, ઉદ્યોગ હશે, પ્રયત્ન થશે, તો

**किं दूरं व्यवसायिनाम्.**



